२३०४

# सौंदर्यवल्ली.

ભાગ ૧ લો.

રચીને પ્રસિદ્ધ કરનાર

## पंड्या पुरुषोत्तम मयाराम.



મુંબઈ મધ્યે

"નિર્ણય સાગર" છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૪૦ આશ્વિન. સન ૧૮૮૪ અકટોબર.

કિંમત બે આના.

## " सुभाषित संग्रह "

### ભાગ ૧ લાને પાછળથી આશ્રય આપનાર સદ્ગૃહસ્થોના નાણાંની પહોંચ.

---

| પ્રત. | નામ તથા હોદ્દો | રૂ. | આ. |
|---|---|---|---|
| ૨૫ | રાવબહાદુર. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ ડાઇરેકટર વડોદરા. એહ. સ્કૂલ. ... ... | ૫ | ૧૨ |
| ૨૧ | રા. રા. શીવનાથ રામનાથ ડૉક્ટર ભાવનગર. | ૫ | ૮ |
| ૧૧ | ,, ,, લાલશંકર ઉમીયાશંકર સ.જ. ધંધુકા. | ૦ | ૪ |
| ૧૦ | ,, ,, ગીરધરલાલ હીરાભાઇ ,, ઇડર. ... | ૨ | ૧૦ |
| ૯ | ,, ,, ઉમીયાશંકર રામશંકર મા. ઓરપાડ. | ૨ | ૫ |
| ૫ | ,, ,, હરદેવરામ અનુપરામ સ.જ. ઉમરેઠ. | ૧ | ૪ |
| ૫ | ,, ,, મણીભાઇ જસભાઇ દીવાન બાહાદુર કચ્છ | ૧ | ૪ |
| ૪ | ,, ,, હરીસુખરામ માણેકરામ સ.જ. ઓરપાડ. | ૧ | ૧ |
| ૪ | ,, ,, ચુનીલાલ દલપતરામ ,, ગોધરા | ૧ | ૧ |
| ૪ | ,, ,, મથુરભાઇ સુખલાલ છોટા ઉદેપુર લા. સેક્રેટરી. | ૧ | ૧ |
| ૨ | ,, ,, શ્રીવલ્લભ ભગવાનજી પો.મા. રાજકોટ | ૦ | ૮ |
| ૧ | ,, ,, છોટાલાલ મોતીરામ હે. ક્લાર્ક મુંબઇ પો. મા. જ. ... | ૧ | ૦ |
| ૧ | ,, ,, પાલણપુર લાયબ્રેરીના સેક્રેટરી... ... | ૦ | ૪ |
| ૧ | ,, ,, દેવશંકર દયાશંકર અમદાવાદ. ... | ૦ | ૪ |
| ૧ | ,, ,, પ્રભાશંકર ભાઇશંકર મામલતદાર ખેડા | ૦ | ૪ |
| ૧ | ,, ,, માણેકલાલ હરજીવન ડૉક્ટર ઉમરેઠ. | ૦ | ૪ |

જાહેરખબર. 

॥ श्री ॥

# सुभाषित संग्रह.

## ભાગ ૨ જો.



॥ श्रीगणेशायनमः ॥

સર્વ મિત્રોને આ જાહેરખબરથી ખબર આપવામાં આવેછે જે મજકુર લોકપ્રિય પુસ્તક થોડા દિવસમાં છપાવી પ્રગટ કરવાનો વિચારછે; જેમાં નીતિમાર્ગના તથા કેટલાક હાસ્યરસ વગેરે ઉત્પન્ન કરનારા અને પ્રથમ ભાગ કરતાં પણ અમુલ્ય રત્ન રૂપિ સ્લોકનું પ્રદર્શન કરી બતાવવા યોગ્ય પ્રયત્ન કરવામાં આવ્યુંછે. તો પ્રિય મિત્રો પોતાની યોગ્ય ફરજ બજાવી ઉદાર આશ્રય આપશે એટલુંજ નહી પણ પોતાની મિત્રમંડળીને પણ યોગ્ય ભલામણ કરી અપાવશે એવી પૂર્ણ આશાછે.

મજકુર પુસ્તકના પ્રથમ ભાગને સારૂ "મુંબઇ સમાચાર" "રાસ્ત ગુફતાર" "ગુજરાત મિત્ર" "આર્યધર્મપ્રકાશ" "દેશળક શુભેચ્છુક" વગેરે પત્રોના અધિપતિઓએ પોતાના યોગ્ય વિચાર જણાવી જે પ્રશંસા કરીછે તે તો અમારા મિત્રોના વાંચવામાં આવી

હશે તેથી મજકુર પુસ્તકની પણ આ પ્રસંગે વધારે ભલામણ કરવાની જરૂર યોગ્ય ધારતા નથી.

આ પુસ્તક "निर्णय सागर" છાપખાનામાં ઉંચા કાગળ ઉપર પ્રથમ ભાગના વખણાએલા ટાઈપથી છપાવામાં આવશે. અને એના પૃષ્ટ પ્રથમ ભાગ કરતાં બમણાં થશે. એની દરેક પ્રતની કીમત આઠ આના રાખવામાં આવીછે; પણ જે મિત્રો અગાઉથી આશ્રય આપી નાણાં એક માસની અંદર પોહોંચાડશે તેમની પાસે પોષ્ટ ખર્ચ લીધાવગર સાત આના લીધામાં આવશે. તેથી જે મિત્રો એના અગાઉથી ગ્રાહક થવા ઈચ્છતા હોય તેમણે પોતાનું નામ આ લગત બીડેલા ફાર્મમાં દાખલ કરી અમને મોકલવું કે જે અગાઉથી ગ્રાહક થનારના નામના લીસ્ટમાં દાખલ કરી છપાવી પ્રસિદ્ધ કરવામાં આવશે. એજ વિનંતી.

થાણા (બજાર) તા. ૧ જાનેવારી સન ૧૮૮૫.

લી. શુભેચ્છુ
**पंड्या पुरूषात्तम मयाराम.**
પ્ર. કર્તા.

| પ્રત | નામ | ગામ | ઠેકાણું અથવા હોદ્દો. |
|---|---|---|---|
| | | | |

२३०४

# सौंदर्यवल्ली.

## ભાગ ૧ લો.

રચીને પ્રસિદ્ધ કરનાર

पंड्या पुरुषोत्तम मयाराम.



મુંબઈ મધ્યે

"નિર્ણય સાગર" છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૪૦ આશ્વિન. સન ૧૮૮૪ અકટોબર.

કિંમત બે આના.

શેઠ મંગળદાસ દેવીદાસ

રેહેવાશી થાણા

એઓને

**તેમની પરોપકાર બુદ્ધિ**

તથા

સંસ્કૃત ભાષા અને તેનું ભાષાંતર વાંચવાના
શોખને માટે

આ લઘુ ગ્રંથ

મોહોટા માન અને હર્ષ સહિત અર્પણ કર્યો છે.

તમારો આભારી

પ્ર૦ કર્ત્તા.

# પ્રસ્તાવના.

गीर्वाणवाणीषु विशिष्टबुद्धि ।
स्तथापि भाषांतरलोलुपोऽहम् ॥
यथा सुराणां सुधयां च सत्यां ।
स्वर्गांगनानामधरासवे रुचिः ॥

સર્વ ભાષાઓમાં સંસ્કૃત ભાષા શ્રેષ્ઠ છે તો તેજ ભાષામાં આપણા અગાઉ થઈગએલા મહાન વિદ્વાન કવિઓથી લખાએલા ગ્રંથો પણ શ્રેષ્ઠપણું ધરાવે એતો નિઃશંક છે. સંસ્કૃત ભાષામાં નિપુણ અને વિદ્વાન કવિઓએ શૃંગારરસ, હાસ્યરસ, કરૂણારસ, રૌદ્રરસ, વીરરસ, ભયાનકરસ, બીભત્સરસ, અદ્ભુતરસ અને શાંતરસ વીગેરે વિષય ઉપર પ્રસંગોપાત પોતાની અત્યંત ચતુરાઈ વાપરી જે અમૂલ્ય ગ્રંથોનો ભંડાર કરી ગયા છે, તે ઘણાજ સ્તુતિપાત્ર છે; તો એ સર્વ વિષય ઉપર લખાએલા ગ્રંથોનો દરેક મિત્રે લાભ લેવો એ ઘણું જરૂર જેવું છે. પણ તેનો લાભ સર્વ રસિક મિત્રોને મળવો કેટલાક કારણોથી કઠણ થઈ પડેછે, એવું ધારી તરૂણ રસિક મિત્રોના આગ્રહથી જુદા જુદા અમૂલ્ય ગ્રંથોને આધારે આ "सौंदर्यवल्ली" ભાગ ૧લો એવા નામનો લઘુ ગ્રંથ જેમાં વિશેષે કર શૃંગાર અને હાસ્યરસ વીગેરેથી સુશોભિત એવા રત્નરૂપી શ્લોકનું ગુજરાતીમાં ભાવાર્થ સાથે પ્રદર્શન કરી બતાવામાં આવ્યુંછે કે જેથી સંસ્કૃત ભાષા અને તેનું ભાષાંતર વાંચનારા શોખીલા રસિક તરૂણ

મિત્રો પોતાના ઉદ્યોગને અનુસરી નવરાસની વેળાએ સેહેલાઈથી અને થોડામાં લાભ લઈ શકે અને આશા છે જે આ અમૂલ્ય શ્લોક "सौंदर्यवल्ली" નાં ઉત્કૃષ્ટ ફળની જગ્યા સાચવી આનંદરૂપી સુરસનું પ્રાશન કરાવશે.

રસિક સુજ્ઞ જનોને મારી એટલી વિનંતી છે જે આ લઘુ ગ્રંથમાં ઘણા ખરા અમૂલ્ય શ્લોકનો સમાવેશ કરવામાં આવ્યોછે તો દરેક શ્લોક વાંચી તેનો શો મર્મ છે તે પૂર્ણ રીતે ધ્યાનમાં લેવો.

આ પુસ્તકમાં બુદ્ધિદોષ અને નજરદોષ રહી ગયો હોય તો તે ક્ષમા કરી સુધારીને વાંચવું; કારણ કે આવા વિષય ઉપર આ મારૂં પેહેલુંજ યત્ન છે.

થાણા, તા૦ ૧ અક્ટોબર
સન ૧૮૮૪.

पंड्या पुरुषोत्तम मयाराम.

# सौंदर्यवल्ली.



## श्रीगणेशाय नमः ।

गवीशपत्रो नगजापहारी ।
कुमारतातः शशिखंडमौलिः ॥
लंकेशसंपूजितपादपद्मः ।
पायादनादिः परमेश्वरो नः ॥ १ ॥

श्रीगणेशाय नमः ॥ આ શ્લોકમાં શિવ તેમજ વિષ્ણુનું પણ વર્ણન કરેલું છે—"(શિવપક્ષે) પોઠીઓ જેનું વાહન છે, જેણે પાર્વતીનું હરણ કર્યું, જે કાર્તિકસ્વામીના પિતા, જેણે ચંદ્રની કોર પોતાના મસ્તક ઉપર ધારણ કરેલીછે, રાવણે જેના પદકમલની પૂજા કરી, એવો અનાદિ શિવ આપણું રક્ષણ કરો." (બીજો અર્થ કરતાં ઉપરના પ્રત્યેક પદનો પહેલો અક્ષર કાઢવો એ છેલ્લા ચરણના 'अनादि' પદે જણાવેલું છે.)

"(વિષ્ણુપક્ષે) ગરૂડ જેનું વાહનછે, જેણે ગજેંદ્રને (નક્રના મોહડામાંથી) છોડાવ્યો અથવા કંસના કવલયાપીડ હાથીને માર્યો,

જે મદનનો પિતા, જેના મુગટ ઉપર મોરનું પીછું ખોસેલું છે, બ્રહ્મદેવ અને શિવ જેના પદકમલની પૂજા કરેછે, એવો જે રમાનો પતિ" તેને નિરંતર પૂર્ણ ભક્તિવડે આયુષ્ય અને નિર્વિઘ્ને આ કાર્યની સિદ્ધિને માટે સાષ્ટાંગ પ્રણામ કરી, આ લઘુ ગ્રંથ લખવાનો પ્રારંભ કરૂંછું.

सुधाधाम्नः कांतिस्तववदनपंकेरुहगुणै- ।
र्जितेव म्लानत्वं व्रजति सहसा प्राणदयिते ॥
वदत्येवं कांते दिवसविरहातंकचकिता ।
तदंगे संलग्ना तव दिशतु राधा प्रियशतम् ॥ २ ॥

ભાવાર્થઃ—"હે પ્રાણપ્રિયા ! તારા મુખકમલની કાંતીથી જાણે કે લજ્જાયમાન થયેલી એવી આ ચંદ્રની શોભા મ્લાનત્વ પામતી હોય એવું લાગેછે, આ પ્રમાણે કૃષ્ણનું ભાષણ સાંભળી સંધ્યા સમય થયેલો જોઈ ધભરાયેલી અને પોતાના વલ્લભના અંગ ઉપર જેણે પોતાનું અંગ નાખી દીધુંછે એવી રાધા (આપણું) બહુ કલ્યાણ કરો !"

इतरपापफलानि यथेच्छया ।
वितर तानि सहे चतुराननं ॥
अरसिकेषु कवित्वनिवेदनं ।
शिरसि मा लिख मा लिख मा लिख ॥ ३ ॥

ભાવાર્થઃ—"હે બ્રહ્મદેવ ! મેં જે પાપ કર્યાં હોય તેનાં બીજાં ગમે તે ફળ તું મને આપજે, તે હું સહન કરીશ. પણ એક માત્ર મારે ક-

પાળે લખીશ નહી. એવું તે એ શું દુઃસહ છે?—અરસિક પાસે કવિત્વનિવેદન, એટલે કવિતાનો રસ સમજાવી આપવો!" આશા છે જે અમારા વાંચનારમાંના કોઇને પણ મજકુર શ્લોક લાગુ પડનાર નથી!

युक्तं किं तव शर्वरीशमुख मद्वेणीसमाकर्षणं? ।
रथ्यायां कथमाहरत्तव कुचद्वंद्वं मदीयं मनः? ॥
व्यत्यस्तं विधिशिक्षितं ननु तथेत्युक्तो मुरारिर्हसन् ।
वक्षोजांबरकर्षणोद्यतकरः कृष्णः स पुणातु नः ॥ ४ ॥

ભાવાર્થ:—"એક વખત રસ્તામાં રાધિકા ચાલતી હતી તેવામાં કૃષ્ણે આવી તેની વેણી ખેંચી ત્યારે—રાધા—હે ચંદ્રાનન કૃષ્ણ! તું મારી વેણી ખેંચે છે તે તને શું સારૂં દેખાયછે? કૃષ્ણ—હું રસ્તામાં ચાલતો હતો ત્યારે તારા કુચદ્વયે મારૂં મન કેમ ખેંચ્યું? તેથી મેં તારી વેણી ખેંચી. રાધા—ત્યારેતો આ અજબ તરેહનો ઇનસાફ કેહેવાય! અપરાધ એકજણ કરે અને શિક્ષા બીજાને થાય! એ શું? આ પ્રમાણે રાધાનું મધુર ભાષણ સાંભળી મુરારી શ્રીકૃષ્ણને હર્ષ થયો અને તેના છાતી ઉપરનો છેડો કાઢવાને પોતાનો હાથ આગળ કર્યો; એવા ધ્યાનનો જે શ્રીકૃષ્ણ તે આપણું રક્ષણ કરો."

अर्थो गिरामपिहितः पिहितश्चकास्ति ।
सौभाग्यमेति मरहट्टवधूस्तनाभः ॥
नो गुर्ज्जरीस्तन इवातितरां निगूढो ।
नांध्रीपयोधर इवातिविघट्टिताभः ॥ ५ ॥

ભાવાર્થ:—કવિતાનો અર્થ કેવો હોવો જોઇએ એ વિષે પંડિ-

તરાય લખે છેઃ—"मरहट्ट (मारवाडी.) સ્ત્રિયોના સ્તન પ્રમાણે જ્યારે કાવ્યનો અર્થ ધડ ઉઘાડો નહી ને ધડ ઢાંકેલો નહી એવો હોય છે ત્યારે ઘણો શોભે છે; પણ જ્યારે ગુર્જરીસ્તન પ્રમાણે તે અત્યંત ગૂઢ હોય છે, અથવા આંધ્રીસ્તન[1] પ્રમાણે છેક ઉઘાડો હોયછે ત્યારે તે શોભતો નથી."

**परिपीय रदच्छदं तदीयं ।**
**वचनानि स्खलयन्नुपागतोऽसि ॥**
**उचितं तदिदं मुकुंद मन्ये ।**
**रसनाबिंबफलेन जाड्यमेति ॥ ६ ॥**

ભાવાર્થઃ—રાધાને ઘેરથી સત્યભામાને ઘેર આવેલા કૃષ્ણને સત્યભામા કહેછે—"હે મુકુંદ! તેના અધરનું પાન કરી તું મારી પાસે આવ્યોછું તે હું સમજી! શાથી સમજી કહીશ તો, તારા અચકાવાથી અને આડું અવળું બોલવાથી! બિંબફળ (ટીંડોરા) થી જીભ ભારે થાયછે તે સર્વના જાણવામાં છે!"

**राजा कदाचित् संध्यामालोक्य प्राह—**
**परिपतति पयोनिधौ पतंगः ।**
**ततो बाणः प्राह— सरसिरुहामुदरेषु मत्त भृंगः ॥**
**ततो महेश्वरः कविः— उपवनतरुकोटरे विहंगः**
**ततः कालिदासः प्राह—युवतिजनेषु शनैः शनैरनंगः ॥७॥**
**—भोजप्रबंध.**

---

1 આંધ્રદેશ દક્ષિણ હિંદુસ્થાનમાં છે.

**ભાવાર્થ**:—"એક વખત ભોજરાજા સંધ્યાકાલની શોભા જોતાં જોતાં બોલ્યા -જુઓ ! પતંગ ( સૂર્ય ) સમુદ્રમાં ડુબેછે-ત્યારે બાણ બોલ્યાઃ-કમલના ગાભામાં મધને લોભાયેલો ભૃંગ (ભમરો) ગુંચવઈ જાયછે-પછી મહેશ્વર કવિ બોલ્યાઃ-બાગમાંનાં ઝાડની બખોલોમાં વિહંગ (પક્ષી) જઈને ભરાઈજાયછે-છેલ્લે કાલિદાસ બોલ્યાઃ-તરૂણ સ્ત્રિયોના અંગમાં અનંગ ( મદન ) હળવે હળવે સંચાર કરેછે."

**ललाटे कस्तूरीतिलकमनलाः कज्जलरुचिं ।**
**दृशोः कर्णद्वंद्वे विमलमणिताटंकयुगुलम् ॥**
**गले मुक्तामाला शुचिवसनमंगे च सततं ।**
**वशीकर्त्तुं विश्वं दधति खलु बाह्योपकरणम् ॥ ८ ॥**

**ભાવાર્થ**:—લલાટે કસ્તૂરીનું તિલક, નેત્રમાં અંજન, બંને કર્ણમાં રત્નનાં લવિંગીયાં, ગળામાં મુકતાહાર, શુચિવસ્ત્ર નિરંતર પરિધાન કરેલું.-આ સર્વ થાટ ઉપરથી હું એવું ધારૂંછું કે, સ્ત્રિયો આ સર્વ વિશ્વના વશીકરણાર્થે મજકુર સાહિત્યનું શેવન કરેછે !" વશીકરણમાં પણ તિલક, અંજન, મણિ વીગેરે સામગ્રી અવશ્ય હોયછે એટલુંજ નહી પણ નિરંતર શુચિવસ્ત્ર ધારણ કરવું પડેછે તે લોકપ્રસિદ્ધજ છે.

**स्मर्त्तव्योऽहं त्वया कांते न स्मरिष्याम्यहं तव ॥**
**स्मरणं चेतसो धर्मस्तच्चेतो भवता हृतम् ॥ ९ ॥**

**ભાવાર્થ**:—કોઈ પુરૂષે પોતાની પ્રિયાથી દૂર થતી વખતે કહેલું માર્મિક વચનઃ-"હે પ્રિયા! તું માંરૂં સ્મરણ કરજે, મને તારૂં સ્મરણ

થવાનું નથી; કારણ સ્મરણ એ ચિત્તનો ધર્મછે અને તે ચિત્ત તો તેં સમુળગું હરણ કરી નાખ્યું છે."

आहारे विरतिः समस्तविषयग्रामे निवृत्तिः परा ।
नासाग्रे नयनं तदेतदपरं यच्चैकतानं मनः ॥
मौनं चेदमिदं च शून्यमधुना यद्विश्वमाभाति ते ।
तद्ब्रूयाः सखि योगिनी किमसि भोः किंवा वियोगिन्यसि

ભાવાર્થ:—પતિના વિરહથી ઉદાસ થએલી એવી કોઈ સ્ત્રીને તેની સખી પુછેછે:—"હે સખિ! તેં ભોજનનો ત્યાગ કર્યો, સર્વ વિષયથી અત્યંત પરાઙ્મુખ થઈ, નાસાગ્રે દૃષ્ટી લગાડીછે, તેમજ તારૂં મન કેવળ એકાગ્ર થયેલું દેખાય છે, મૌન્ય ધારણ કરેલું છે, સર્વ વિશ્વ તને શૂન્ય ભાસે છે,–ત્યારે કહે કે તું યોગિની (યોગ ધારણ કરેલી) છું કે વિયોગિની (વિરહિણી) છું?"

यदीयबलमालोक्य गतः प्रेयान् वियुज्यते ॥
आलोकये कथं सख्यस्तस्य चंद्रमसो मुखम् ॥ ११ ॥

ભાવાર્થ:—"હે સખી! જેનું બળ (ચંદ્રબળ) જોઈ પ્રિય માર્ગસ્થ થાયછે, એવા વિરહતાપ દેનારા દુષ્ટનું મુખ હું કેમ જોઉં!"

सायं नायमुदेति वासरमणिश्चंद्रो न चंडद्युतिः ।
दावाग्निः कथमंबरे किमशनिः स्वच्छांतरिक्षे स्थितः ॥
हंतेदं निरणायि पांथरमणीप्राणानिलाशाशया ।
धावद्घोरविभावरीविषधरीभोगस्य भीमो मणिः ॥१२॥

ભાવાર્થ:—જેનો પતિ પ્રવાસ કરવા ગયો છે એવી કોઈ વિર-

હિણી પૂર્ણિમાના તરત ઉગેલા ચંદ્રને જોઈને તેના ઉપર ઉન્માદાવસ્થામાં ઉત્પ્રેક્ષા કરેછે–"જો હવે સંધ્યાકાળ થયો છે, તો ખચીત આ સૂર્ય તો ઉગ્યો નથી;–વારૂં, જો ચંદ્ર કહીયે, તો તેનાથી સંતાપ થાયછે તેનું શું કારણ? દાવાગ્નિ કહીયે, તો તે આકાશમાં ક્યાંથી? અશનિ ( વજ્ર ) કહીયે, તો તે આ સ્વચ્છ નિરભ્ર આકાશમાં છે? ત્યારે ઉપરની કોઈ પણ તરેહની કલ્પના બેસતી આવતી નથી.– પણ અરે હું સમજી! પ્રવાસીની સ્ત્રિયોના પ્રાણરૂપ વાયુનું ભક્ષણ કરવાની ઈચ્છાથી રાત્રિરૂપ ઘોર સર્પિણી દોડતી આવેછે; તેના માથા ઉપરનો આ ભયંકર મણિ દેખાવા લાગ્યોછે."

हस्तांभोजे वदनमलकानायतान् बाहुमूले ।
द्वारे स्वैरं नयनमधरे तर्जनीं सन्निधाय ॥
दीर्घोच्छ्वासं विरतविषयास्वादमुत्कंठितोष्णं ।
मुग्धाक्षी त्वां हृदि विदधती बाष्पमाविष्करोति॥१३॥

**ભાવાર્થ**:—વિરહિણીનું વર્ણન:—" હાથ ઉપર મોઢું ટેકી, વાળ ખભા ઉપર છુટા મુકી, અધરોષ્ટ ઉપર તર્જની મુકી, ઉત્કંઠિત હોવાથી દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ મુકતી, અને વિરક્ત થએલી, એવી તે સુંદરી કેવળ તારૂંજ ધ્યાન ધરી અશ્રુયુક્ત થઈ વારંવાર બારણાં સામું જુએછે!"

यावद्यावद्द्रवति कलया पूर्णकामः शशांक ।
स्तावत्तावद् द्युतिमयवपुः क्षीयते सा मृगाक्षी ॥
मन्ये धाता घटयति विधुं सारमादाय तस्या ।
तस्माद्यावन्न भवति सखे पूर्णिमा तावदेहि ॥ १४ ॥

ભાવાર્થ:—"ચંદ્રમાની એક એક કળા જેમ જેમ વધતી જાયછે તેમ તેમ મૃગનયનાના કાંતિમય શરીરની ક્ષીણતા થતી દૃષ્ટીએ પડેછે, આ ઉપરથી એવું લાગેછે કે બ્રહ્મદેવ તેના શરીરલાવણ્યથી ચંદ્ર નિર્માણ કરેછે; તેથી હે મિત્ર! જ્યાં સુધી પૂર્ણિમા દૂર છે ત્યાં સુધીમાં તું તેને જઈને મળ!"

जटा नेयं वेणीकृतकचकलापो न गरलं ।
गले कस्तूरीयं शिरसि शशिरेखा न कुसुमम् ॥
इयं भूतिर्नांगे प्रियविरहजन्मा धवलिमा ।
पुरारातिभ्रांत्या कुसुमशर किं मां व्यथयसि ॥१५॥

ભાવાર્થ:—"એક વિરહણી સ્ત્રી કહેછે:—હે મદન! તું મને શંકર એવી કલ્પના કરી શું કરવા વ્યર્થ પ્રહાર કરેછે? કારણ આ શંકરની જટા નથી પણ વાળની વેણી છે, કંઠ ઉપર વિષ નથી પણ કસ્તૂરીનો લેપ છે, મસ્તક ઉપર ચંદ્ર નથી પણ ધોળા ફૂલનું ગજરૂંછે, અને આ મારા શરીર ઉપર ભસ્મ લગાડેલી નથી પણ પતિના વિરહથી આવેલી ફીકાશ તે તને ધોળી ભસ્મના જેવી લાગેછે."

वाच्यं तस्मै सहचरिभवक्रूरविश्लेषवन्हौ ।
स्नेहैरिद्धे मम वपुरिदं कामहोता जुहोति ॥
प्राणानस्मै तदिहमुचितां दक्षिणां दातुमीहे ।
तत्रादेशो भवतु भवतां यत्त्वमेषामधीशः ॥ १६ ॥

ભાવાર્થ:—કોઈ વિરહિણી પોતાની સખી સાથે પોતાના પ્રિયકરને સંદેસો કહાવેછે:—"હે સખી! એમને એવું જઈને કહેજે કે,

સ્નેહયોગે ( 'સ્નેહ' શબ્દશ્લિષ્ટ થયાછે ) વૃદ્ધિ પામેલો જે વિરહાગ્નિ તેમાં કામરૂપ યજ્વા ( યજ્ઞ કરનાર ) મારા શરીરની આહુતી આપેછે તો આવે પ્રસંગે ઉચિત ( યોગ્ય ) એવી પ્રાણરૂપ દક્ષિણા સમર્પણ કરવાનું મારૂં મનોગતછે; પણ તેનું સ્વામિત્વ તમારી પાસે હોવાથી તમને પુછવા મોકલીછે, તો તે પ્રમાણે આજ્ઞા કરો !"

साक्षी पाणिनिपीडनस्य कुचयोराजन्मबंधुश्च मे ।
मुद्रांकोऽयमनंगलेखविधिषु द्यूतग्लहे बंधकः ॥
अंतः शून्यमिव प्रियेण हृदयं मूर्त्तं मयि प्रेषितं ।
चक्षुर्मंगलमंगुलीयकमणिः सोऽयंचिराद्वीक्ष्यते ॥१७॥

ભાવાર્થઃ—કાઈ વિરહી પુરૂષે પોતાની સ્રીનું જરા સાંત્વન કરવા સારૂ તેને પોતાની અંગુઠી મોકલી. તેની તરફ જોતી હતી તેવામાં તેની સખીના પુછવાથી તે કેહેછેઃ—"આ અંગુલીયમણિ ઉરોજનિપીડના ( સ્તનક્રીડા ) નો સાક્ષીછે, આની અને મારી વિવાહથી આજસુધી એક સરખી પ્રીતિ જડેલીછે, મદન લેખ પ્રસંગે મુદ્રણ કરવાને આજ ઉપયોગી થઇ પડતો, અને દ્યૂત પ્રસંગે આજ પણની જગીઆ સાચવતો; તો મારા પ્રિયનું વિરહોત્કીર્ણ પોતાનું હૃદયજ એવો જે આ મણિ મોકલ્યોછે તેની તરફ હું ક્યારની ઘણા પ્રેમથી જોયા કરૂં છું !"

प्राणेश ! विज्ञप्तिरियं मदीया ।
तत्रैव नेया दिवसाः कियन्तः ? ॥
सम्प्रत्ययोग्य स्थितिरेष देशः ।
करा हिमांशोरपि तापयन्ति ॥ १८ ॥

ભાવાર્થ:—કોઈ એક સ્ત્રિયે તેના પ્રિય પતિને પોતાને થતા વિરહ સંબંધને લગતો એક પત્ર લખી મોકલ્યો:—"પ્રાણેશ ! મારી એટલી વિનંતી છે કે તહીં હજું કેટલાક દિવસ કાઢવાનો વિચારછે? કારણ હાલ અહીંનું તો હવામાન છેકજ બગડી ગયુંછે; એટલે ચાંદણી પણ ઉન્હાળાના જેવો સંતાપ ઉત્પન્ન કરેછે!!" આ પત્ર ઉપરથી પ્રિય પતિયે નીચે લખ્યા પ્રમાણે ઉત્તર મોકલ્યો:—

करा हिमांशोरपि तापयन्ती- ।
त्येतत्प्रियं ! चेतसि नैव शंक्यम् ॥
वियोगतप्तं हृदयं मदीयं ।
तत्र स्थितां त्वां समुपैति तापः !! ॥ १९ ॥

ભાવાર્થ:—"ચાંદણી પણ ઉન્હાળાના જેવો સંતાપ ઉત્પન્ન કરેછે એવું જે પ્રિયસખી! તારા મનને લાગેછે, તે વિષે મને કંઈ પણ સંશય ઉત્પન્ન થતો નથી; કારણ મારૂં હૃદય વિરહથી તપિગયેલું છે ને તે હૃદયમાં તું હંમેશા વાસ કરેછે તો તેથીજ તંને તે સંતાપ ઉત્પન્ન થાયછે!!" (આ ઉત્તર ઘણો માર્મિકપણાનોછે. પ્રિયપત્નીનો જેવીરીતે આપણા ઉપર પ્રેમછે તેવીજ રીતે તેના ઉપર એનોછે એટલુંજ નહીં પણ તે તેને હંમેશા પોતાના હૃદયમાં રાખેછે એવું જણાવી તેનું સમાધાન કરવાને વાપરેલું ચાતૂર્ય ઘણું ચતુરાઈ ભરેલુંછે.)

कृशोदरि निशा कृशा तदपि ते न मानः कृशः ।
पुरो दिगनुरागिणी तदपि नानुरागोदयः ॥
प्रसन्नमिदमंबरं तदपि न प्रसन्नं मनो ।
नदंतिचरणायुधास्तदपि मौनमालंबसे ॥ २० ॥

ભાવાર્થઃ—કોઇ પુરૂષે પોતાની પ્રિયતમાનો કોપ દૂર કરવાસારૂ તેને ઉદ્દેશી ઘણાંએ નમ્રતાપૂર્વક ભાષણો કર્યાં, તો પણ તે સમજે નહી. છેવટ રાત્ર વીતીજવા આવી ત્યારે તે તેને કહેવા લાગ્યોઃ— "હે માનિનિ ! રાત્ર કૃશ થવાઆવી તો પણ તારૂં માન કૃશ થતું નથી; પ્રાચી દિશા અનુરાગયુક્ત ( કિંચિત આરક્ત ) થઇ તોપણ તારા અનુરાગનો ( પ્રેમનો ) હજુ ઉદય થતો નથી; આ આકાશ પ્રસન્ન ( સ્વચ્છ ) થયું તો પણ તારૂં મન પ્રસન્ન ( પ્રસાદયુક્ત ) થતું નથી; જો! ચરણાયુધ ( કુકડા ) શબ્દ કરવા લાગ્યા તો પણ તું હજું દૃઢ મૌન ધારણ કરી બેઠીછું ! એ શું ! "

**कृत्वा विग्रहमश्रुपातकलुषं शय्यासनादुत्थिता ।**
**क्रोधार्त्ताऽपि विगृह्य गर्भभवनाद्द्वारं रुषा प्रस्थिता ॥**
**दृष्ट्वा चंद्रमसं प्रभाविरहितं प्रत्यूषवाताहता ।**
**हा रात्रिस्त्वरिता गतेति पतिता कांता प्रियस्योरसि२१**

ભાવાર્થઃ—"કોઇ એક સ્ત્રી પોતાના પતિ સાથે વઢી, રડી, કઢાપો કરી જોસ્સામાંને જોસ્સામાં પલંગ ઉપરથી ઉતરી અને તેવીજ રીસમાંને રીસમાં રંગ મેહેલના બારણા તરફ જવા લાગી; પણ એટલામાં પ્રભાવિરહિત થયેલો ચંદ્ર તેની દૃષ્ટિયે પડ્યો અને પ્રભાતના શીતળ વાયુનો તેના અંગને સ્પર્શ થયો, ત્યારે તો ખેદયુક્ત થઇ પાછી ફરી અને 'રાત્ર પણ કેટલી વેલી જતી રહી' એવું કહી પોતાના પ્રાણપ્રિયને આલિંગન કરવા લાગી ! "

**येनांचलेन सरसीरुहलोचनाया- ।**
**स्त्रातः प्रभूतपवनादुदये प्रदीपः ॥**

तेनैव सोऽस्तसमयेऽस्तमयं विनीतः ।
क्रुद्धे विधौ भजति मित्रममित्रभावम् ॥ २२ ॥

ભાવાર્થઃ—"કમલાક્ષીના જે છેડાના યોગેકરી વાયુથી દીવાનું પ્રથમતઃ સંરક્ષણ થયું, એજ છેડા પછી–તેને અસ્ત કરવાને કારણભૂત થઇ પડયો. ત્યારે દૈવ પ્રતિકૂળ થયેથી મિત્ર હોય તે પણ શત્રુ થાયછે!"

मुंचद्धारं चिकुरनिकरं बिभ्रती पाणिगर्भे ।
मात्राश्लिष्टस्तिमितवसनस्पष्टसर्वांगशोभा ॥
स्नानोत्तीर्णा कमलनयना तिर्यगावर्त्तितास्या ।
नो वा कस्यासमशरसमाक्रांतमंतः करोति ॥ २३ ॥

ભાવાર્થઃ—"છુટા થયેલા વાળ જેણે પોતાના હાથમાં ધરેલાછે, જેનું વસ્ત્ર તેના અંગસાથે લપટાઈ ગયાથી તેના સર્વ અવયવની શોભા સ્પષ્ટ દેખાયછે અને જેનું મોઢું આડું ફેરવેલુંછે, એવી સ્નાનકરી બહાર આવેલી તરૂણીને જોઈ કોનું અંતઃકરણ મદનાક્રાંત થતું નથી!"

तन्वंग्या गुरुसन्निधौ नयनजं यद्वारि संस्तंभितं ।
तेनांतर्गलिनेन मन्मथशिखी सिक्तो वियोगोद्भवः ॥
मन्ये तस्य निरस्यमानकिरणस्यैषा मुखेनोद्गता ।
श्वासायाससमागतालिसरणिव्याजेन धूमावली ॥ २४ ॥

ભાવાર્થઃ—"સ્ત્રિયે ગુરૂજનના આગળ આંખ્યોમાંનાં આંસું એમના એમ સંસ્તબ્ધ કરી રાખેલાં તે મહોના મહી સમાવાથી વિ-

યોગજન્ય જે મદનાગ્નિ તેના ઉપર તે પડયાં તેથી તે કિંચિત ઓ-લવાઈ તેની જે ધૂમાવલી નિર્માણ થઈ તે નિશ્વાસ સુગંધને લુબ્ધ થયેલી ભ્રમરમાલાને રૂપે જાણે કે બહાર પડી !"

तवैष विद्रुमच्छायो मरुमार्ग इवाधरः ॥
करोति कस्य नो बाले पिपासाकुलितं मनः ॥२५॥

ભાવાર્થઃ— "હે કુમારિકા ! તારા અધરોષ્ટ મારવાડ દેશના માર્ગ પ્રમાણે વિદ્રુમચ્છાય.( એટલે જેના ઉપર ઝાડની છાયા નથી એવા ) છે, તેથી તેના યોગેકરી કોને પાન કરવાની ઈચ્છા થતી નથી ? પક્ષે, વિદ્રુમચ્છાય એટલે પ્રવાળની લાલી જેના ઉપર મારે છે એવા જે તારા અધરોષ્ટ છે, ત્યારે તે કોને પાન કરવાને ઉ-ત્કંઠિત કરતા નથી ? અર્થાત્ સર્વ સહૃદય જનને ઉત્સુક કરેછે."

किमिह बहुभिरुक्तैर्युक्तिशून्यैः प्रलापै ।
र्द्वयमिह पुरुषाणां सर्वदा सेवनीयम् ॥
अभिनवमदलीलालालसं सुंदरीणां ।
स्तनभरपरिखिन्नं यौवनं वा वनं वा ॥ २६ ॥

ભાવાર્થઃ—"યુક્તિ વિરહીત ઘણાએ બરબડ કરી તોપણ તેથી કંઈ અર્થ પ્રાપ્ત થતો નથી, તેથી હું નિશ્ચયાત્મક કહુંછું, કે આ લોકમાં પુરૂષે બેનુંજ સેવન કરવું જરૂર છે. એકતો અપૂર્વ, મદયુક્ત લીલા-એ કરી ઉત્સુક અને સ્તનભારે કરી નમ્ર એવું સુંદર અને તરૂણ સ્ત્રિયોનું યૌવન અથવા બીજું અરણ્ય સેવન."

मिलिते मौनमातिष्ठ वाणि प्राणसमे जने ॥
अंतर्गतरसाह्लादं न जानासि कदाचन ॥ २७ ॥

ભાવાર્થઃ—" હે વાણી! પ્રાણપ્રિય જનનો સમાગમ થાય ત્યારે તું મૌન ધારણ કરી બેસી રેહેજે; કારણ, હૃદયગત જે આહ્લાદ તેનો તને મુળગો અનુભવ હોતો નથી!"

**दामोदरस्य मुरली कथं न भवति प्रिया ॥**
**विप्रयोगे गतप्राणा सप्राणाऽधरयोगतः ॥ २८ ॥**

ભાવાર્થઃ—"મુરલી એ શ્રીકૃષ્ણને કેમ પ્રિયકર થાય નહી? જે તેના વિયોગે ગતપ્રાણ થાયછે; અને અધર સંયોગ થયો એટલે પ્રાણવતી થાયછે!"

**हारो नारोपितः कंठे मया विश्लेषभीरुणा ॥**
**इदानीमंतरे जाताः सरित्सागरदुर्गमाः ॥ २९ ॥**

ભાવાર્થઃ—રામ વિરહાતુર થવાથી પોતાની પૂર્વ સ્થિતિ સંભારી કહેછેઃ—"પૂર્વે મને વિરહ એટલો પણ સહન થતો નોહોતો કે ગળાનો હાર પણ શત્રૂ પ્રમાણે લાગતો, તેજ મારી અને સીતાની વચ્ચે હવે નદીઓ, સાગર, પર્વત વીગેરે થયાછે!"

**समये पयोधराणामपतितया नैव शक्यते स्थातुम् ।**
**उत्कंठिताऽसि बाले नहि नहि सखि पिच्छिलः पंथाः ३०**

ભાવાર્થઃ—" આ પયોધરકાળે ( વર્ષાઋતુમાં ) અપતિતા એ ઘણી દુઃખી જાણવી, એટલે પતિસમાગમ શિવાય દિવસ કાઢવા ઘણા કઠણ લાગેછે. એવી રીતનું કોઇ તરૂણીનું ભાષણ સાંભળી તેની સખી તેને પુછેછે, 'હે સખી! તું ઉત્કંઠિત થઇછું કે શું?' બાલા ઉત્તર વાળેછે, " નાના! ચારે બાજુએ ચિખલ થયોછે તેથી અ-

પતિતાવસ્થા એટલે પડ્યા વગર રેહેવું એ ઘણું કઠણ છે એવું મારૂં કેહેવુંછે!"

अहं तेनाहूता किमपि कथयामीति विजने ।
समीपे चासीना सरलहृदयत्वादवगता ॥
ततः कर्णोपांते किमपि वदताऽऽघ्राय वदनं ।
गृहीता धम्मिल्लं मम सखि निपीतोऽधररसः ॥ २१ ॥

ભાવાર્થઃ—"મારે કંઈ કેહેવાનું છે એવું કહી મને એમણે એકાંતે બોલાવી, ત્યારે હું ભોળેભાવે તેમની પાસે ગઈ; તો તે ધૂર્તે કાનમાં કેહેવાને મસે મારા મુખનું ચુંબન કીધું અને કચપ્રાંત ગ્રહણ કરી અધરરસનું પાન કર્યું!"

करे वेणीमेणीसदृशनयना स्नानविरतौ ।
दधाना हर्म्याग्रे हरनयनतेजोहृतमपि ॥
इयं मुग्धा दुग्धांबुधिवहलकल्लोलसदृशा ।
दृशा वारंवारं मनसिजतरुं पल्लवयति ॥ २२ ॥

ભાવાર્થઃ—"સ્નાન કર્યા પછી અગાસીમાં હાથમાં વેણી ધરી ઉભી રહેલી મૃગનયના ક્ષીરસાગરના કલ્લોલ પ્રમાણે ધવલ (શુભ્ર) દૃષ્ટીએ શિવના નેત્રાગ્નીથી દગ્ધ થએલા મદન વૃક્ષને વારંવાર પલ્લવ લાવતી હોય એમ લાગેછે!"

घटीयंत्रायते हारो नाभिकूपे मृगीदृशः ।
संसेक्तुमिव लावण्यपयसा यौवनद्रुमम् ॥ २३ ॥

ભાવાર્થઃ—"મૃગનયનાના યૌવનરૂપ વૃક્ષને આ નાભિકૂપ ઉપ-

રનો ઘટીયંત્ર પ્રમાણે (રેંટના હાંલ્લાં પ્રમાણે) લટકતો મૌક્તિક હાર જાણે લાવણ્યરૂપ પાણીથી સિંચતો હોય એવું માલમ પડેછે."

आवृणोति यदि सा मृगीदृशी ।
स्वांचलेन कुचकांचनाचलम् ॥
भूय एव बहिरेति गौरवा- ।
दुन्नतो नं सहते तिरस्क्रियाम् ॥ ३४ ॥

ભાવાર્થઃ—"આ મૃગનયના જો કે પોતાના કુચરૂપ કાંચન પર્વતને તેના છેડાના પાલવે કરી ઢાંકેછે તોપણ તે પાછો પોતાનું મોટાપણું પ્રગટ કરી જુવેછે; સારાંશ, સ્વભાવેકરી જે મોટા હોયછે તેને અપમાન મુળગું સહન થતું નથી."

मंदमंदगमना करिणी किं ।
वा विशालनयना हरिणी किम् ॥
पूर्ण चंद्रवदना रजनी किम् ।
पश्य गच्छति सखे तरुणी किम् ॥ ३५ ॥

ભાવાર્થઃ—"હે મિત્ર! જો જો પેલી રાજમાર્ગે કોણ જાય છે? એ મંદમંદ ગમન કરનારી હાથણી છે કે શું? અથવા વિશાલ નેત્રવાળી હરિણી છે કે શું? કે પૂર્ણ ચંદ્ર જેનું વદન એવી પૂર્ણિમાની રાત્ર છે કે શું?"

कामाऽऽतुरा पूर्णशशांकवक्त्रा
बिम्बाऽधरा कोमलनालगौरा ॥

नांऽऽदोलिता स्वे हृदये भुंजाभ्यां ।
वृथा गतं तस्य नरस्य जीवितम् ! ॥ ३६ ॥

ભાવાર્થઃ—"સંભોગ સુખને વિષે અતિ આતુર થએલી, પૂર્ણ-ચંદ્ર જેવું જેનું મુખ, પાકેલાં ટીંડોરાંના જેવા જેના અધરોષ્ઠ અને કુમળાં કમલની પાંખડીના જેવું જેનું ગૌરવર્ણ એવી સ્ત્રી જેણે પોતાની છાતી સાથે પોતાને હાથે ચાંપી નહી તેવા મનુષ્યનું આ-યુષ્ય વ્યર્થ છે!"

कस्तूरीवरपत्रभंगनिकरो, मृष्टो न गल्लस्थले ।
नो लुप्तं सखि ! चंदनं स्तनतटे, धौतं न नेत्रांजनम् ॥
रागो न स्खलितस्तवाऽधरपुटे ताम्बूलसंवर्धितः ।
किं रुष्टाऽसि गजेन्द्रमन्दगमने ! किंवा मृदुस्ते पतिः ३७

ભાવાર્થ:—" કોઈ તરૂણી પોતાની સખીને પુછેછે:- હે સખી! તારા ગાલ ઉપર કરેલી કસ્તુરીની પત્રરચના લોહોવાઈ ગઈ નથી, સ્તન ઉપરનું ચંદન અદૃશ્ય થયું નથી, નેત્રનું કાજળ ધોવું નથી, અને તારા અધરોષ્ઠપરના તાંબૂલનું રક્તવર્ણ ફિકું થયું નથી; ત્યારે તું તારા પતિસાથે રીસાઈ કે તારો પતિ રતિ સુખમાં કમી છે?" આ ઉપરથી તે સ્ત્રી ઉત્તર આપેછે:—

समायाते कान्ते कथमपि च कालेन बहुना ।
कथाभिर्देशानां सखि रजनिरर्धं गतवती ॥
ततो यावल्लीला कलहकुपिताऽस्मि प्रियतमे ।
सपत्नीव प्राची दिगियमभवत्तावदरुणा ॥ ३८ ॥

ભાવાર્થઃ—"પ્રાણપતિ ઘણે મ્હાડે ઘેર આવ્યા તેથી તેમની સાથે તેમના પ્રવાસની આગાગમ તેણાગમની વાતો કેહેતાં અર્ધી રાત્ર વહીગઈ, ત્યાર પછી પતિ સાથે લીલા કલહ કરી થોડી રીસ-ઉછું એટલામાં શોકના જેવી પૂર્વદિશા આનન્દથી રાતી થઈ (વાણું વાયું)" સારાંશ આ પ્રમાણે પતિની સાથે ક્રીડાસુખ ન થવાથી સર્વ શૃંગાર ચેષ્ટાની નિશાનીઓ અદ્રશ્ય છે. બીજો અવગુણ કંઈ નથી.

रमणीयः सहि पुरुषो रमणी यत्रैव रज्यति विदग्धा।
श्लोकः स एव सुभगश्चित्तं रक्तं हि यत्र रसिकस्य३९॥

ભાવાર્થઃ—"તેજ પુરૂષ રૂપવાન જાણવો કે જેના ઉપર ચતુર સુંદર સ્ત્રીયો લુબ્ધ હોયછે અને એજ શ્લોક ઉત્તમ જાણવો કે જેના ઉપર રસિકોનું ચિત્ત આસકત થાયછે."

रत्नाकरे परिहृता वसतिः किमन्यत् ।
अंगीकृतः कठिनवेधनदुःखभारः ॥
वक्षोजकुंभपरिरंभणलोलुपेन ।
किं किं न तेन विहितं नवमौक्तिकेन ॥ ४१ ॥

ભાવાર્થઃ—"મૌક્તિકે સમુદ્રમાંથી પોતાની વસતી છોડી દીધી; ઘણું તો શું? પણ વેધનસંસ્કારનું મહાન દુઃખ સહન કર્યું! આ બધું શું કરવા? તો કુચકુંભ પરિરંભણ વિષેની જે તેની ઉત્કટ ઇ-ચ્છા તે તૃપ્ત કરવા સારૂં!"

कामस्त्रिलोचनभयान्मृगलोचनानां ।
लीनः पयोधरतटाऽन्तरमध्यदेशे ॥

तत्रापि तं प्रथमतः प्रहरन्ति सर्वे ।
न क्वाऽपि सौख्यमपराधकृतः प्रभूणाम् ॥४२॥

ભાવાર્થ:—" મદન એ શંકરની બીકથી હરીણાક્ષી એવી જે સ્ત્રિયો તેના સ્તનતટના મધ્ય ભાગમાં જઈ સંતાયો, તથાપિ સર્વ લોક પ્રથમતઃ તેના ઉપરજ પ્રહાર કરેછે; એ ઉપરથી મોટાના અપરાધ કરનારને કંઈ પણ સુખ મળતું નથી."

पुष्पेषोरभिषेकहेमकलशौ हारप्रभावाहिनी— ।
चक्राव्हौ मदनोन्मदद्विपपतेः कुंभौ रतेः कंदुकौ ॥
कंदौ बाहुमृणालिकायुगुलयोर्लीलालतासत्फले ।
नव्यौ रत्नसमुद्गकौ वहति सा लावण्यपूर्णौ स्तनौ ॥४३॥

ભાવાર્થ:—સ્તનયુગુલપર ઉત્પ્રેક્ષા:—" મદન રાજાને સાર્વભૌમાભિષેક કરવાના આ સુવર્ણ કલશ છે કે શું? અથવા મુક્તાહાર પ્રવાહરૂપ નદીમાંના આ ચક્રવાક પક્ષી છે કે શું? કે મદનરૂપ મદોન્મત્ત હાથીનું ગંડસ્થલ, રતીનું ક્રીડા કંદુક, બાહુરૂપ કમલના કાંદા, લીલારૂપ વેલના બે ઉત્કૃષ્ટ ફળો, કે લાવણ્યથી ભરેલા આ નવા રત્નકરંડક ( કરંડીઆ ) છે કે શું?"

स्त्रीमुद्रां झषकेतनस्य जननीं सर्वार्थसंपत्करीं ।
ये मूढाः प्रविहाय यांति कुधियो मिथ्याफलान्वेषिणः ॥
ते तेनैव चिराय निर्दयतरं नग्नीकृता मुंडिताः ।
केचित्पंचशिखीकृताश्च जटिलाः कापालिकाश्चापरे ४४

ભાવાર્થ:—" સર્વાર્થ સિદ્ધ કરનારી એવી જે મદન રાજાની સ્ત્રીરૂપ મુદ્રા તેનો ત્યાગ કરી જે દુર્બુદ્ધી મિથ્યાફળની ઈચ્છા કરેછે,

એટલે આ રાજમુદ્રાનું જે લોક અપમાન કરેછે તે દંડને પાત્ર થાયછે. એવા લોક મદન–રાજાની અવકૃપાને પાત્ર થઈ કેટલાક નગ્ન ફરેછે, મુંડિત થાયછે, પંચ શિખા ધારણ કરેછે, કેટલાક જટાધારી થાયછે અને કેટલાક હાથમાં કાચલાં લઈ ભિક્ષાંદેહિ કરતા ફરેછે. એ પ્રમાણે સ્ત્રીરૂપમુદ્રાનો ત્યાગ કરવો એ આ પ્રકારે દુઃખાસ્પદ થાયછે!"

इयं व्याधायते बाला भ्रूरस्याः कार्मुकायते ।
कटाक्षाश्च शरायन्ते मनो मे हरिणायते ॥ ४५ ॥

ભાવાર્થ:—"આ તરૂણી વ્યાધા સરખું કૃત્ય કરેછે; તેની ભ્રૂકુટી ધનુષ્યનું કામ કરેછે, તેના નેત્ર કટાક્ષ બાણનું કામ કરેછે; અને મારૂં મન હરણ જેવું ચંચલ થાયછે!"

बाहू द्वौ च मृणालमास्यकमलं लावण्यलीलाजलं ।
श्रोणी तीर्थशिला च नेत्रशफरी धम्मिल्लशैवाऽलकम् ॥
कांतायाः स्तनचक्रवाकयुगलं कन्दर्पबाणाऽनलै- ।
र्दग्धानामवगाहनाय विधिना रम्यं सरो निर्मितम् ४६

ભાવાર્થ:—"સ્ત્રીના બે હાથ બિસતંતુ છે, મોઢું એ કમલ છે, તેનું લાવણ્ય એજ ક્રીડોદક છે, તેના ગુઠણ એ સરોવરમાં ઉતરવાનાં પગથિયાં છે, તેનાં નેત્ર એ સરોવર માહેલા માછલાં છે, તેના વાળ એ સરોવરની શેવાલ છે અને સ્તનયુગ્મ સરોવરને કાંઠે બેઠેલાં ચક્રવાક પક્ષીનાં ઝુંપડાં છે. આ પ્રમાણે જે મદનાગ્નીથી ઘેરાયલા તરૂણ પુરૂષો તેને પોતાના દેહને સ્નાન કરાવી શીતલ કરવા સારૂં બ્રહ્મદેવે એ સ્ત્રીરૂપ રમ્ય સરોવર નિર્મેલછે";

शीतांशुर्मुखमुत्पले तव दृशौ पद्मानुकारौ करौ ।
रंभागर्भनिभं तवोरुयुगुलं बाहू मृणालोपमौ ॥
इत्याल्हादकराखिलांगि रभसान्निःशंकमालिंग मा- ।
मंगानि त्वमनंगतापविधुराण्येह्येहि निर्वापय ॥ ४७ ॥

ભાવાર્થ:—કોઈ મદન પીડીત પુરૂષને તેની પ્રિયા મળી ત્યારે તેને ધારીને કહેછેઃ—

"હે પ્રિયા! તારૂં મુખ ચંદ્રના જેવું છે, નેત્ર કમલનાં જેવાં છે, તારા હાથ રક્ત કમલના જેવા છે, તારા ઉરૂયુગુલ કેળના ગાભા જેવા છે, અને બાહુ કમલનાં દીંટાં જેવા છે. ત્યારે આ પ્રમાણે સર્વાંગે આલ્હાદ કરનારી એવી જે તું તેમ ને નિઃશંકપણે સત્વર આલિંગન દે; અને મદન તાપે કરી પીડાતા મારા ગાત્રને શીતલ કર."

जिन्हा तृप्यति चुम्बनादधरजात्त्वदेहसंस्पर्शनात् ।
दृष्टिस्तृप्यति यौवने क्षणविधौ कर्णद्वयं सुस्वरात् ॥
नासा तृप्यति सौरभाधिकगुणात्तांबूलनिस्वादतः ।
स्त्री सर्वेन्द्रियतृप्तिरेव जननी खानिः सुखानां ततः ४८

ભાવાર્થ:—"સખી! તારા અધરોષ્ઠના ચુંબનથી જીભની તૃપ્તિ થાયછે, અંગસ્પર્શથી દેહની તૃપ્તિ થાયછે, તારા યૌવને દૃષ્ટિની તૃપ્તિ થાયછે, બન્ને કર્ણ તારા સુસ્વરથી અને નાસિકા તેં જે સુવાસિક પાનનું બીડું ખાધેલુંછે તેના વાસે કરીને તૃપ્ત થાયછે. આ પ્રમાણે સ્ત્રી એ સર્વ ઇંદ્રિયોની તૃપ્તિ કરનારીછે એટલુંજ નહી પણ સર્વ સુખની ખાણ છે!"

आघ्रातं कमलं प्रियेण सुदृशा स्मित्वाऽपनीतं मुखं ।
दत्तं विभ्रमकंदुके नखपदं सीत्कृत्य गूढौ स्तनौ ॥
दत्ता चंपकमालिकोरसि तया प्रोद्भिन्नरोमांचया ।
मीलल्लोचनया स्थितं प्रणयिनो दूरेऽपि पूर्णं रहः॥४९॥

ભાવાર્થઃ—"પ્યારાએ કમલનો વાસ લીધો તેથી સ્ત્રિયે તેનો ભાવ સમજી હસી એક તરફ મોં ફેરવ્યું; તેણે લીલા કંદુક ઉપર નખપદે ચિન્હ કર્યું તેથી તેણે દંત સીત્કાર કરી પોતાની છાતી ઉપરનો પાલવ બરાબર ખેંચી લીધો; અને જ્યારે ચંપક પુષ્પની માળ તેણે પોતાની છાતી સાથે ધરી, ત્યારે તો રોમાંચિત થઈ અને આંખો મીચી પ્યારાથી દૂર હતી તે છતાં પણ તેનીજ તેજ જગ્યા એ સ્તબ્ધ થઈ ગઈ !"

सम्पीतेऽधरमधुना स्तने गृहीते ।
संजाते गतवसने तवोरुयुग्मे ॥
संभोगे तव तरुणी ! वृथा हठः किं ।
विक्रीते करिणि किमंकुशे विवादः? ॥ ५० ॥

ભાવાર્થઃ—"તારા અધરામૃતનું પાન કર્યું, સ્તનાકર્ષણ થયું, અને વસ્ત્ર ફગોટી દઈ તારી ઝાંગો ઉઘાડી થઈયો. એવું થયું છતાં તારા રતિસુખ વિષેજ વ્યર્થ હઠ શું કરવા કરે છે ? હાથી વેચ્યા પછી તેનો અંકુશ આપવામાં શું કરવા મિથ્યા વિવાદ કરવો જોઈએ."

दंतावलिर्विगलिता गलितं शरीरं ।
केशाश्च फेनधवला नहि मे विषादः ॥

एणीदृशो युवतयः पथि मां विलोक्य ।
तातेति भाषणपराः शतकुंतघातः ॥ ५१ ॥

ભાવાર્થ:—કોઈ વિષયલંપટ પુરૂષ વૃદ્ધાવસ્થા આવી તેથી ખેદ પ્રદર્શિત કરેછે:—

"મારા દાંત પડી ગયા, શરીર થાકી ગયું, વાળ શણના જેવા ધોળા ફક થઈ ગયા; ઈત્યાદિ વાતોથી મને ખેદ ઉત્પન્ન થતો નથી— પણ હરિણ નયના જે તરૂણ સ્ત્રિયો તે મને રસ્તામાં આડી ઉતરે છે ત્યારે 'કાકા' શબ્દે કરી મને વેગળા ખસવાનું વીગેરે કહેછે, તે શબ્દ મને સો ભાલા પ્રમાણે વાગેછે!"

तल्पे प्रभुरिव गुरुरिव मनसिजशास्त्रे श्रमे भुजिष्येव ।
गेहे श्रीरिव गुरुजनपुरतो मूर्त्तेव सा व्रीडा ॥ ५२ ॥

ભાવાર્થ:—"શય્યા સ્થાને એ મને પ્રભુ પ્રમાણે છે, કામ શાસ્ત્રમાં ગુરૂ પ્રમાણે, ગૃહ કૃત્યમાં સેવક પ્રમાણે, ઘરમાં લક્ષ્મી પ્રમાણે અને વૃદ્ધ માણસ આગળ જાણે મૂર્તિમતી લજ્જાજ!"

किमिंदुः किं पद्मं किमु मुकुरबिम्बं किमु मुखं ।
किमब्जे किं मीनौ किमु मदनबाणौ किमु दृशौ ॥
खगौ वा गुच्छौ वा कनककलशौ वा किमु कुचौ ।
तडिद्वा तारा वा कनकलतिका वा किमबला? ॥ ५३ ॥

ભાવાર્થ:—કવિ કોઈ રૂપવતીનું વર્ણન કરેછે:—

"આ ચંદ્ર છે, કે કમલ છે, કે આરસો છે, કે મોઢું છે!— આ કમલ છે, કે મચ્છ છે, કે મદનનું બાણ છે, કે આંખ્યો છે!—

તેમજ આ શું? ચક્રવાક, ફુલના ગોટા, સુવર્ણના કલશ, કે કુચ!— તેવીજ આ વિજળી છે કે શું! કે ચાંદણી કે સોનાની વેળ કે સ્ત્રી!"

**कृतांतो वा कांतः समजनि न भेदः प्रथमतः ।**
**ततो द्वित्रैर्मासैर्मनुज इति जग्राह हृदयम् ॥**
**ततोऽसौ मत्प्रेयानहमपि तदीया प्रियतमा ।**
**क्रमाद्वर्षे प्राप्ते प्रियतममयं जातमखिलम् ॥ ९४ ॥**

**ભાવાર્થ:**— કોઈ તરૂણ સ્ત્રી પોતાના મનની જુદી જુદી વૃત્તિ પોતાની સખીને નિવેદન કરેછે— "જ્યારે મારા પ્રિયનો મારી સાથે પેહેલ વેહેલો સમાગમ થયો ત્યારે કાંત (વર) કે કૃતાંત (યમ) એમાં મને ભેદ લાગતો નોહોતો; બીજે મહીને એ આપણા જેવોજ મનુષ્ય છે એવું મને લાગવા માંડ્યું; ત્યાર પછી એ મારો પ્રિયકર અને હું એની પ્રિય સ્ત્રી એવું મારી બુદ્ધીને થવા લાગ્યું; અને જ્યારે લગભગ એક વર્ષ થવા આવ્યું ત્યારે તો સર્વ ત્રિભુવનમાં તે મને દેખાવા લાગ્યો!"

**न जाने संमुखायाते प्रियाणि वदति प्रिये ।**
**सर्वाण्यंगानि मे यांति नेत्रतां किमुकर्णतां ॥ ९९ ॥**

**ભાવાર્થ:**—કોઈ સ્ત્રી પોતાની સખીને કહેછે:—"પ્રિય મારી પાસે આવી મીઠી મીઠી વાતો કરેછે ત્યારે મારા સર્વ શરીરાવયવ નેત્ર થાયછે કે કર્ણ થાયછે, તે મને સમજાતું નથી એટલે બન્ને ઇંદ્રિયોની શક્તી સરખી વીંધઈ જાયછે!"

**असंमुखालोकनमाभिमुख्यं निषेध एवानुमतिप्रकारः ।**
**प्रत्युत्तरं मुद्रणमेव वाचो नवांगनानां नव एव पंथाः ५६**

ભાવાર્થઃ—કવિ કોઈ નૂતન વધૂના પ્રકારનું વર્ણન કરેછેઃ—"તરતજ જેનો વિવાહ થયો હોય એવી નૂતન સ્ત્રિયોની રીત પણ નવીજ એટલે મોટી વિચિત્ર હોયછે! તે એવી કે, તેનું બીજા તરફ જોવું એટલે પતિ સામું જોવું, ના કેહેવી એટલે રૂકાર આપવો અને મુકરતંભ રેહેવું એટલે જાણે પ્રત્યુત્તર દેવો!"

**दयितावाहुपाशस्य कुतोऽयमपरो विधिः ॥**
**जीवयत्यर्पितः कंठे मारयत्यपवर्जितः ॥ ५७ ॥**

ભાવાર્થઃ—"સ્ત્રિયોનો બાહુ પાશ કેવા વિપરીત પ્રકારનો છે! તે કંઠે પડ્યો હોય તો જીવ આવવા પ્રમાણે (આનંદ થાયછે), અને તે નિકળ્યો એટલે મરણ આવ્યા (પ્રમાણે દુઃખ થાયછે)."

**औत्सुक्यात्परिमिलतां त्रपया संकोचमंचतां च मुहुः ॥**
**नवसंगमयोर्यूनोर्नयनानामुत्सवो जयति ॥ ५८ ॥**

ભાવાર્થઃ—"ઉત્સુકતાથી એક ઠેકાણે મળનારા અને લજ્જાથી પાછા સંકોચ પામનારા એવા જે નૂતન વિવાહિત સ્ત્રીપુરૂષોનાં નેત્ર તેનો વિલાસ એ અત્યંત શોભા પામેછે!"

**अन्योन्यस्य निरीक्षणादपगता नेत्रान्मुखे ह्रीः स्थिता ।**
**संलापाद्वदनं विहाय कुचयोः सामामुपेत्य स्थिता ॥**
**गाढालिंगनतस्ततः कुचतटीं संत्यज्य नीवींगता ।**
**भर्त्तुस्तत्र करे गते किमभवत्सा तन्न जानीमहे ॥ ५९ ॥**

ભાવાર્થ:—નવ વધૂની લજ્જા ક્ષીણતાનું કોઈ માર્મિક કવિ વર્ણન કરે છે:—“પરસ્પર દૃષ્ટા દૃષ્ટ થયેથી લજ્જા એ નેત્રમાંથી નિકળી મુખ કમળમાં જઈ વસી, પછી સંભાષણ પ્રસંગે મુખ કમળમાંથી નિકળી કુચ સીમામાં જઈ અટકી, ત્યારપછી ગાઢાલિંગન પ્રસંગે કુચસીમામાંથી નિકળી નીવિપ્રદેશમાં જઈ પોહોચી; પણ જ્યારે ભર્તારને હાથે નીવિપ્રદેશનો મોક્ષ થયો ત્યારે તો કંઈ જતી રહી તે માલુમ પડતું નથી!”

अकस्मादागारे रहसि मिलितापि प्रियतमा ।
समाश्लिष्टा नागंतुकपिशुनभीतेन मनसा ॥
अथैषा मामज्ञं निपुणमथ सावज्ञमथवा ।
न जाने किं मेने प्रतिपलमतस्ताम्यति मनः ॥ ६० ॥

ભાવાર્થ:—કોઈ કવિ સ્વાનુભૂત એક ચમત્કારિક વૃત્તાંતનું વર્ણન કરેછે:—“મારી પ્રિયાનો અને મારો અકસ્માત એકાંતે મેળાપ થયો તોપણ મેં તેને આલિંગન કર્યું નહી; કેમકે રખેને એટલામાં કોઈ આવે તો તે સર્વને જાણ થશે, એવો મને ધાક લાગ્યો! પણ હવે મારા મનને એક સરખો ચરચરાટ થવા માંડ્યો છે કે, એ મારી કૃતીપરથી તે મને અજ્ઞાન સમજી, નિપુણ સમજી કે તેની મેં અવજ્ઞા કરી એવું તેને લાગ્યું, કોણ જાણે!”

श्रोणी चारुरथं पयोधरहयं भ्रूकार्मुकं दृक्शरं ।
पीनोरुद्विपमंगसंगकवचं ताम्राधरोष्ठध्वजम् ॥
कांचीनूपुरशंखदुन्दुभिरवं झंकारनादाऽऽकुलं ।
कामिन्या नखदंतशस्त्रविपुलं प्राप्नोति युद्धं पुमान् ६१

ભાવાર્થઃ—રતિસુખ એટલે સ્ત્રિયો સાથે યુદ્ધ કરવું. આ યુદ્ધમાં સ્ત્રિયોનો સરંજામ આ પ્રમાણે હોયછેઃ—"ઘગડા ઉત્તમ રથ, સ્તન એ ઘોડા, ભ્રૃકુટી એ ધનુષ્ય, નેત્ર એ બાણ, પુષ્ટ જાંગો એ હાથી, અંગસ્પર્શ એ કવચ, અધરોષ્ઠ એ રાતી ધ્વજા, કમર પટો અને પગનાં ઝાંઝરના ઘુઘરાના થતા શબ્દ એ શંખ અને દુન્દુભીનો નાદ અને નખ ને દાંત એ શસ્ત્રો છે ! આ યુદ્ધ મનુષ્યને પ્રાપ્ત થાયછે!"

शांते मन्मथसंगरे रणभृतां सत्कारमातन्वती।
वासोऽदाज्जघनस्य पीनकुचयोर्हारं श्रुतेः कुंडलं ॥
बिंबोष्ठस्य च वीटिकां स्मितमुखी पाण्योरणत्कंकणे।
पश्चाल्लंबिनि केशपाशनिचये युक्तो हि बंधक्रमः॥६२॥

ભાવાર્થઃ—"રતિસંગ આટોપ્યા પછી રણાંગણે જેમણે સારી ચાકરી બજાવી તેમનો સત્કાર કરવા સારૂં સ્ત્રિએ જાંઘોને વસ્ત્રદાન કર્યું, પીન કુચ (કઠણ સ્તન)ને હાર અને કર્ણોને કુંડળો અર્પણ કર્યાં; બિંબોષ્ઠપરતો મર્જી સુપ્રસન્ન થઈ તેથી તેને બીડું આપ્યું અને હસ્તોને રણત્કાર કરનારાં કંકણો બહાલ કર્યાં; પણ યુદ્ધમાં પાછળને પાછળ રહેલો જે કેશપાશ તેનું માત્ર રાજદ્રોહ કરવાના સબબથી બંધન કર્યું!" આ અસંબંધાતિશયોક્તિનો દાખલોછે.

भ्रूभंगे रचितेऽपि दृष्टिरधिकं सोत्कंठमुद्वीक्षते।
रुद्धायामपि वाचि सस्मितमिदं दग्धाननं जायते ॥
कार्कश्यं गमितेऽपि चेतसि तनू रोमांचमालंबते।
दृष्टेनिर्वहणं भविष्यति कथं मानस्य तस्मिन् जने॥६३॥

ભાવાર્થઃ—કોઈ માનિની પોતાની સખીને કહેછેઃ—"હે સખી!

એ પ્રિયજન દષ્ટિસામું આવેછે ત્યારે મારી તરફથી હું ઘણુંએ માન ધારણ કરૂંછું પણ તે કેમ પાર પડે? જોને. હું મારી તરફથી ઘણીએ જોર જુલમે કપાળની આંટીઓ ચઢાવુંછું. તોપણ મારી દષ્ટિ તેના મુખ કમળ ઉપર પડી મારૂં હૃદયગત ઔત્સુક્ય પ્રગટ કરે છે; હું મુકસ્તંભ જો એસું તોપણ અંતર્ગત હર્ષ આ રડ્યા મોંહ ઉપર સ્મિતરૂપે આવિર્ભૂત થાયછે; અને મન ગમે તેટલું કઠણ રાખું તોપણ અંગે ઉપડતો કાંટો શેનાથી ઢાંક્યો રેહે? ત્યારે ઉપરના બાહ્યચિન્હોથી માનનું કૃત્રિમત્વ ખુલ્લું થાયછે!"

**साल्हादं वचनं प्रयच्छसि न मे नो वांछितं यच्छसि ।**
**प्रायः प्रोच्छ्वसिषि द्रुतं हुतवहज्वालासमं रात्रिषु ॥**
**कंठाश्लेषपरिग्रहे शिथिलता यन्नादराचुंबसे ।**
**तत्ते धूर्त्तहृदि स्थिता प्रियतमा काचिन्ममेवापरा॥६४॥**

ભાવાર્થઃ—કોઈ માનિનિ રીસમાં પોતાના વલ્લભને કેહેછેઃ—"તમે મારી સાથે આલ્હાદયુક્ત ભાષણ કરતા નથી, મને કંઈ ઈષ્ટ પુછતાં નથી, રાત્રે તમારા નિરંતર ઉષ્ણ નિશ્વાસ ચાલ્યા કરેછે, કંઠાલિંગન પ્રસંગે શિથિલતા દષ્ટી પડેછે અને અધરપાન વિષે પણ તમારી આસક્તતા દેખાતી નથી; ત્યારે હે ધૂર્ત્ત? આ સર્વ ચિન્હોપરથી હું એવું સમજું છું કે, મારા શિવાય બીજી કોઈ પણ પ્રિયતમા તમારા હૃદય વિષે વાસ કરતી હોય એવું મને લાગેછે!"

---

| | | રૂ. | આ. |
|---|---|---|---|
| | ર પાલણપુર. ... ... | ૦ | ૪ |
| | રામશંકર પારડી. ... | ૦ | ૪ |
| | .કર ગોવિંદરામ વીરમગામ. | ૦ | ૪ |
| | .લાલ લાલભાઈ સ.જ. જંબુસર... | ૦ | ૪ |
| | ામતરામ ધીરજરામ ઇંજનેર ખેડા... | ૦ | ૪ |
| | ,, ગુરભાઈ સુરજરામ પો.ઈ. ,, ... | ૦ | ૪ |
| ૧ | ,, ,, ઠાકોરદાસ ફીકાભાઈ ડૉક્ટર વઢવાણ. | ૦ | ૪ |
| ૧ | ,, ,, રણછોડ ગોવિંદરામ ક્લાર્ક ખેડા.... | ૦ | ૪ |
| ૧ | ,, ,, ઝવેરભાઈ હે. ક્લાર્ક ખેડા.... ... | ૦ | ૪ |
| ૧ | રા. રા. મુકુંદરાય મણીરાય ફ સ.જ. અમદાવાદ | ૦ | ૪ |
| ૧ | ,, ,, ઓચ્છવરામ મીઠારામ પો. એ. ઇડર. | ૦ | ૪ |
| ૧ | ,, ,, ચુનીલાલ માણેકલાલ સ.જ. બોરસદ. | ૦ | ૪ |
| ૧ | ,, ,, ચંદુલાલ મથુરાદાસ. ,, ભરૂચ. | ૦ | ૪ |
| ૧ | ,, ,, મોતીરામ હીમતરામ મામલતદાર. ,, | ૦ | ૪ |
| ૧ | ,, ,, ઉલ્હાસરામ અરજુનરામ. ,, જંબુસર | ૦ | ૪ |
| ૧ | ,, ,, નરસીલાલ રેવાદાસ ,, દસક્રોઈ | ૦ | ૪ |
| ૧ | ,, ,, નભુલાલ નાનાલાલ. ,, ચીકલી | ૦ | ૪ |
| ૧ | ,, ,, માણેકલાલ લલ્લુભાઈ વકીલ. વાગરા | ૦ | ૪ |
| ૧ | ,, ,, દોસાભાઈ કાળીદાસ. ,, ખેડા | ૦ | ૪ |
| ૧ | ,, ,, નરભેરામ રૂઘનાથ ,, અમદાવાદ | ૦ | ૪ |
| ૧ | ,, ,, ચુનીલાલ લલ્લુભાઈ ,, સુરત... | ૦ | ૪ |
| ૧ | ,, ,, ધીરજલાલ ભગુભાઈ. ,, વલસાડ | ૦ | ૪ |
| ૧ | ,, ,, નગીનદાસ દામોદર. ,, ધંધુકા | ૦ | ૪ |
| ૧ | ,, ,, ચમનલાલ કપુરચંદ. ,, અમદાવાદ | ૦ | ૪ |
| ૧ | ,, ,, જીવનદાસ આનંદજી. ,, ઘોઘા | ૦ | ૪ |
| ૧ | ,, ,, ઘેલાભાઈ ભાઈશંકર. ,, બોરસદ | ૦ | ૪ |
| ૧ | ,, ,, દલસુખરામ મશંકર. ,, નડીઆદ | ૦ | ૪ |
| ૧ | શેઠ. સાહેબ. પાલ જનજી સુરત. ... | ૦ | ૪ |

# जाहेरख

સર્વ સદ્‌ગૃહસ્થોને વિનયપૂર્વક સુ
કે "सुभाषित संग्रह" ભાગ ૧ લો તથા
થતા ભાગોમાં નીતિ માર્ગના શ્લોક તથા
રસ વીગેરે ઉત્પન્ન કરનારા અમુલ્ય અને પ્રસગોપાત
અનેક વિષયઉપર દૃષ્ટાંત આપવામાં ઉત્તમ એવા શ્લો-
કનો ખજાનો છપાવી પ્રસિદ્ધ કર્યોછે. તેને સર્વ વિદ્વજ્જનો
પોતાનો ઉદાર આશ્રય આપશે એવી પૂર્ણ આશાછે.

આ ચોપડીઓ નીચે જણાવેલા ઠેકાણે રોકડ પૈસે વેચાતી મળશે.

| | રૂ. | આ. | |
|---|---|---|---|
| सुभाषित संग्रह ભાગ ૧ લો | ૦ | ૪ | |
| ,, ,, ભાગ ૨ જો | ૦ | ૮ | થોડા દિવસમાં છપાઈ તૈયાર થશે. |
| सौंदर्यवल्ली ભાગ ૧ લો | ૦ | ૨ | |

મુંબઈમાં—કાલબા દેવીના રસ્તા ઉપર ઈશ્વરદાસ લાયબ્રેરીમાંથી મળશે.

થાણામાં અમારી પોતાની પાસેથી મળશે.

દેશાવરથી મંગાવનાર ગૃહસ્થોએ ટપાલ ખર્ચનો અરધો આનો વધારે મોકલવો.

पंड्यां. पुरुषोत्तम मयाराम.

પ્ર. કર્ત્તા.